### ૩૨ણ

એક વૃદ્ધ થાઈ છે, તેનુ કારણ શું હસે વારૂ ? આની તપાસ કરવા ગામના લોકો એકઠા થઈ બખીલને ઘેર જઈ કેહવા લાગા, કે ઓ પ્રીયાગ દોસત તું આવી બદ ચાલથી હાથ ઉઠાવ, હમે આપમાલ થતાં ચાલીઆ છે. તારે બખીલ કેહવા લાગો શું મને એક હજાર દીનાર મલે, તે તમને બે મલે તે શું ભુલી ગયા છો ?

### શએર.

હાઇ ઇસ રશકસે ન કીજીઅર આહ,
હાલ મુજ ખસતે હાલકા હો તબાહ.

"તમુને સુખી જોઇને મને કેમ દુખ ન થાઈ." એ બાબે ગામના લોકોએ મલી બખીલને સમજાવીયું કે ભાઇ તને અમરા સરવે કરતાં તરણ ઘણું ધન આપીએ, પણ મેહેરબાની કરી આ કીસતીનો નાવ બનાવી ખુદાને નામે દરયાને ચડાવી દે, એ સાંભલી બખીલ દોલતની લાલચ અને પડોસીઓના બલાપા ઉપરથી કરામતવાલી કીસતીને દરીઆમાં નાખી દીધી.

### શએર

નહી શેખ સાદીકા માહજુર એહ,
સખુન સબ જહાંમે હુએ મશહુર એહ.
સખીયાં ક અમવાલ બર મેખુરંદ,
બખીલાં ગમે સીમ ઝર મેખુરંદ.

### નકલ

નકલ છે કે એક બખીલની સાથે એક જણની મીત્રચારી હતી તેને મુસાફરી કરવાના ઇરાદાથી બખીલને મકાને છેલી મુલાકાત ગયો, ને કેહવા લાગો કે હું સફરે જાઉં છું, માટે તારી છેલી ભેટ લેવા આવેલ છુ.

### કતા.

નખશથી તુ ચીગક મુરત બદાન,
શાખ મારા બરૈસત બરા દીગર.
ગરચે એક મુરગ હર હમા દાનદ,

તે દોસતે કહીવું મને તારી દોસતીની યાદદાસત રેહવા માટે તારી સોનાની વીટી મને આપ, જે જોઇને પાસેજછે એમ હું સમજીશ ને તારી વીટી જીંદગી સુધી પાસ રાખીસ. તેના જવાબમાં બખીલે કહીયું કે, તને તારી આંગલી ખાલી નજરે પડે તારે તુ એમ સમજી લેજે કે મારા દોસતને વીટી સારૂ મે કહીયું પણ તેણે મને આપી નહી. એ તને મારી યાદગારી વીટી જેવીજ છે.

**મીસલ.**

બરાએ યાદ કરદન મા યાન હમી નુકતે બસ હસત.

"મારી યાદગારી માટે આ નુકતો બસ છે." પેલો બખીલ ખરાબ અકલનો હોવાથી નખશખીના કોલને સમજીઓ નહી.

**કતા.**

નકશખી યાર ખુશ કુજા યા બંદ,
ખીંદમતી યાર કુન વલે અઝ હદ.
આહલે તાહકીક ખુદ સુની ગોયંદ,
યાર નેકો બ અઝ કરાબત બદ.
આશનાઇકે હકકુ આઇ માહજુર,
પુર સમજતા નહી કોઇ માહજુર.

**નકલ**

નકલ છે કે એક બખીલ જારે ખાવા બેસતો તયારે સહુને એમ કેહતો હતો કે મારી પાસેથી ભીડ ભાડ મુકી દો.

**શએર**

ગરઝ તુરફતર સુન એક માજરા,
કે એક આદમી પુર એ કેહતા સદા.

એક દીવસ તે જયારે જમતો હતો, તયારે તેના નોકરે ખાણામાં પથર ફેંકીને પીઠ ફેરવી ઊભો રહીયો, તે વખતે બખીલ ગભરાઇને કેહવા લાગો કે આ કમબખત મારી ચીનાઇ રકાબીને કેમ ભાંગી નાખી, તેજ માફક ખીજમતગાર ખી બોલવા લાગો.

**નઝમ.**

એંઇ કીયા જાનુ કે કીસને દરીં અઝ દહાન,

શીકસતે કીયા હુએ એ જરકે તમામ.
જો હોતી ન હર રોઝ ભીડ ભાડ,
તો કરતા પકડકર ઉસે માર ધાડ.
સુખન અપને નોકરકા સુનકર બખીલ,
લગા કેહને નોકર હુએ એહ પુર દલીલ.
ઇસે નોકરીસે છુડા દીજીએ,
ઓર ઇસકે ઇવજ ઓર રખા લીજીએ.
ગરજ ઉસને માહજુર યુંહી કીયા,
ઇવજ ઉસકે ઓર આદમી રખ લીયા.

હું સું જાણું જે ભીડમાં કોણે રકાબી ભાંગી તે જાણતે તો તેને પકડી માર ફાડ કરતે. આ શબદો બખીલે સામલયા બાદ તેને ચાકરીથી કાઢી બીજાને રાખીઓ.

## નકલ.

નકલ છે કે એક બખીલ પાસેર આટો લઇ તેની બે રોટી બનાવતો, અને રખી સુકી પોતેજ ખાઈ જતો, ને ચાકરને જરાબી આપતો નહી, ને કેહતો કે આ રકાબી સફા કરીને ગોખલામાં મુકી દેજે. ચાકર મનમાં કેહવા લાગો કે રકાબી તો સુખી અને કેવો નાદાન છે કે ધોવા કેહે છે, પણ લાચાર ચાકર ફરમાવેલા કામને બજા લાવતો હતો.

શએર

એહી જાનકર દીલમેં વો આદમી,
ન કરતા કોઈ બે અદુલી કભી.

આવા શબદો બખીલ હંમેશા કહેતો હતો કે ખાવા પછી રકાબી ધોવાડી ચાકરને ભુખે મારતો, તેથી તે ચીરડાઇને કેહતો શું નરક ભરેલ છે, કે સફા કરીને ગોખલામાં રાખુ.

કતા.

વો મમસક એ નોકરકી સુનકે જવાબ,
નીહાયત હુવા દીલમેં સુનકે કબાબ.

જો માહજુર આઇસા નથા વો બખીલ,
તો બાતોંસે અપને હુવા કેઊં ઝલીલ.

## નકલ.

નકલ છે કે એક બખીલ મકા ચુસ પોતાનો ગુજરાન ફકતા એક પઇસામાં નીત રોજ કરતો હતો, પણ તેના કરતા બીજા શેહેરમાં સરસ બખીલ રેહતો હતો. પેલા મનહુસ મખી ચુસ બીજા ભાઇબંધ બખીલની તારીફ સાંભલીને તેને મલવા આવીઓ, ને તેની ગુજરાન વીશે પુછતાં તે કેહવા લાગો કે મોહટાની દોલત ખુદાની મેહેરબાનીથી ઘણી આપેલી છે, કે તેને આપણે હજારો વરસ સુધી ખરચીએ તોબી ખુટે નહી, પણ મેં તો મારી ખસલત, પોના પઇસાનો આટો આરધી પકવાનની અને આરધીના શોરબાથી ગુજારો કરવાની રાખી છે, એ વાત સામલી બીજો બોલીઓ, ભાઇ આટલો ખરચબી મારા વીચારમાં નાહીસ રાખીઓ છે.

## શએર

યાને હર રોઝ ખાય એક પઇસા,
કહીં દેખા હએ બદમાશ આઇસા.

એક પઇસો રોજનો ખાનાર બદમાસ કદી જોયો છે વારૂ? આ વાત દુખ લગાડનારી તે સામલી મનહુસ મકી ચુસ કેહવા લાગો કે આઇ યાર તુ તારી જીંદગી ફોકટમાં કેમ ગુજારે છે? આ સામલી તે બખીલે કહીયું, અરે સેતાન ખસલતના હું જયારે બહાર નીકલું છુ. તયારે ફકત મોહડું સફા કરવા એક પઇસાનો રૂમાલ રાખુ છુ. તેથી મારી બરોબરી તારાથી શુ થનાર છે? આ રૂમાલ હું મોદીને આપી એક પઇસાનો આટો બાંધી લઇ જાઊં છું, ને થોડો વાર જવા બાદ તે દુકાનદારને આટો પાછો આપું છુ, ને ફકત રૂમાલમાં આટો વલગી રહેલો રહે છે, તે એક ખુણામાં ઝાટકી લેઊં છું, એ માફક ઘણી દુકાનોએ જઇ હીકમતી આટો જમા કરી, જયારે મારા ગુજરાન જેટલુ એકઠું થાઇ તયારે તેના રોટલા બનાવી ખાઊં છું, ને લાકડાની રસતે

જતાં વીણી લેઉં છું. ને મીઠું પણ જરા માંગી લઇ અને દરીઆં તરફ ચાલયો જઇ, દરીઆના પાણીથી આટો મસલી તયાંજ લાકડા સલગાવી તેની આંચમાં રોટલો સેકી બગલમાં મારી શહેરમાં હરેક ઠેકાણે ફરતો રહું છું, જે ઠેકાણે દાલનો વગાર યા ગોસ ભુજેલાનો વાસ મારે નાકે આવે છે, તે ઠેકાણે બેસી તરકારીના સવાદની યાદદાસત તાજી કરી રોટલી ખાઇ લેઉં છું.

## મસનવી.

મેરી તો બસ તરાહસે હએ આવકાત.
સેકીન તું બદમાસ હએ હઇઆાત.
સુનકે મનહુસ ઉસકી એ તકરીર.
બોલા મેરી મઆાશ હએ તોકીર.
એ તો એ હએ કે તુજસા દુનીઆદાર.
મઇને દેખા નહી કોઇ આઇ યાર.
બસકે માહજુરકુ બકો હર સુ.
કહે લાનત હએ બર તરી વ કદુ.

મારી તો એવી રીતની જીંદગી ગુજરે છે. પણ તુ માગવી ખી બદમાસ છે, એવી વાત મનહુસે સામલી કહીયું કે મારી તો એજ હાલત છે, પણ તારા જેવો સુખી દુનીઆમાં કોઇ નથી, જે બખીલાઇમાં પેહલે નંબરનો તું છે.

## નકલ.

નકલ છે કે એક મખી ચુસને કે બ હીજડા સાથે મુલાકાત થઇ તે વેલાએ પોત પોતાનો હેવાલ, કહી એક બીજાને રોશન કરવા લાગા. પોતાની મોટાઇ દેખાડવા મનહુસ મખી ચુસે કહીયું કે ભાઇ હું છ દામનો ઘી એક સીસીમાં ભરી રાખું છું, ને એક વરસ ગુજરી જવા બાદ બીજો લેઉં છુ. જયારે ખાવાની વેલ થાઇ છે, તયારે તે ઘીની સીસીને ખીચડીની વચે દાબી રાખુછું, ને તેની વાસ ખીચડીને લાગવાથી પેટ ભરીને ભોજન કરછું, ને છેલા કોલીઆમાં એક રતી ભાર ઘી ચોપડી ખાઉં છું, એવી

રીતે એક વરસ સુધી ઘી આવે છે, ને બીજે વરસે અડધે પથરાનો લાવી નાખ્યા મારો ગુજારો કરવો પડે છે.

### અબયાત

એ સુનકર ચમન ઉસ બદ આમાલકા,
લગા કેહને તું હએ બુરી ચાલકા.
ચલન વાલોંકી હંસ તરેહસે મઆશ,
નહી હમને દેખી કહીં ફાશ ફાશ.

"ખરેખર તારા જેવી બદ ચાલથી થતો ગુજરાન કોઇનો બી મેં જોયો નથી." ભાઈ સાહેબ હમારી એવી આદત છે કે, નીવાલો ભરવા ટાંકણે, ઘીની મંદી તરફ આંગલી કરી ખાઊં છું, કેમકે આ શેહેરમાં ઘીના લોંદાઓ ઘણા આય છે, તેની ચાકાસથી સાફ જબાન નીકલતી નથી.

### શએર

એ સુનકર વો મનહુસ કેહને લગા,
ચલનવાલા તુજસા નહી દુસરા.
તેરે સામને વાકએ આઈ અજીજ,
ચલન મેં નેહાયત હું મેં બે તમીજ.
હમારા તો માહજુર હએ મકાલ,
મગે જરદ એ હએ તો વો હએ સગાલ.

"આ ઉપરથી મનહુસ બોલયો કે, તારી સામે ચલનમાં હુ વગેર તજવીજનો છું, કેમકે તું મારા કરતાં લોભમાં વધે એવો છે કંઈ ઓછો લાગતો નથી.

### નકલ.

નકલ છે કે, બખીલની એક ઓરતે બીજી પોતાની બેનપણીને પોતાને મકાને તેડી હતી, તે વખતે તેને પુછવા લાગી કે તું જે ખાતી હોય તો તારા સારૂ રાંધ, કેમકે મને હાલ ભુખ નથી. આ સામલી પરોણી બેનપણીએ કહીયું, હાલ સું ઉતાવલ છે કે તમારા ઘરમાં રંધાસે તેમાંથી મને પણ ખાવા આપે તો ખાઈશ. આ સામલી મકીચુસ ઓરત ચુપ રહી. થોડો વખત વાતચીતોમાં

કાઢવા બાદ મેહમાન ઓરતને પુછવા લાગી, બેન બપોર તો થવા આવી, તારી મરજી હોય તો ગોશ તરકારી મંગાવી રંધાવું, તે સામલી મેહમાન ઓરતે કહીયું શી ફીકર છે જેમ ભાસે તેમ કરો. જો બેહેન રાંધીયા બાદ તું જો ન ખાય, તો મારા જેવી ગરીબને નુકસાની થાઈ, ને ખાવા પીવા વગર ઢોંગ કરે, તો મારો શું ઈલાજ ? આવી દમબાજીથી બે દીવસ બેનપણીને ભુખી તરસી રાખી, પણ ખોરાક જરાબી આપીઓ નહી, પણ મોઢેથી નકામી લાપસી પરસવા લાગતી હતી. ત્રીજે દાહાડે મેહમાનબાઈને પુછવા લાગી કે બેહેન બે દીવસો તે વગર ખુરાકે કાઢીઆ તેથી રોટલી બનાવી ઘી ચોપડી સાકર સાથે ખાજે, એ સામલી મેહમાનબાઈએ કહીયું આટલી તસદી શા કાજે લેવી જોઈએ. તારા જેવી મકરબાજ ઓરત આજ દીન શુધી મે એકે જોઈ નથી.

**અબયાત.**

ન પકાતી હએ ન ખીલાતી હએ,
બાત નાહક કુ કેઊં બનાતી હએ.
તુ તો ઓરત હસીસ હએ બે પીર,
તીફલક રબે જો સદા બેશીર.

"નથી રાંધતી નથી ખવાડતી ને ફોકટમાં ગપાટાઓ મારે છે ધુલ પડો તારી ખુબસુરતી ને માલ ઉપર." આ વાત પેલી મકરબાજે સામલી, મેહમાનબાઈને કેહવા લાગી કે બેહેન તકસીર માફ કરજે, હું એમ જાણતી હતી કે, તું ખરા મનથી ખાવા માંગતી નથી, હવે તારા સારૂ હું સરસ ખાણું પકાવું છું, જો તો કેહ કે ક્યાં સુધી ખાસે મને તો ખાવા પીવાની કસી જરૂર નથી. આવા ઢોંગથી ત્રીજો દાહાડો બી ભુખે વ્યતીત થયો, હવે હું મારે ઘેર જઈને તરણ દાહાડાનો અપવાસ છોડીસ, તારી મેહમાનગીરી હવે ખુબ થઈ છે. આનો જવાબ મકીનુસ ઘરવાલી ઓરતે એવો આપયો કે જેમ તમુને સારૂ દેખાય તેમ કરો, હું તેમાં કશો વાંધો લેતી નથી, બેહેન ગુસો થંડો કરી મેં ચાકરી બરોબર ન કરી તે માફ કરજે, આ વાત સામલી મેહમાનબાઈ નીચે મુજબ કહીયું.

## નઝમ.

જો તેરે ઘરમે મેહમાન આય,
ખાનેકી જેસો આહ ગમ ખાય.
આખરશકુવો ઝન ખફા હો કર,
ભુખી પીયાસી ગઈ બસ અપને ઘર.
ફેર ન માહજુર વો કીસીકે યહાં,
અપને ખીગાનોમે ગઈ મેહમાન.

"જો તારા ઘેરમાં પરોણો આવે તે શું ખાવા પીવાને બદલે ગમ ખાય, ને ફરીથી કોઈ દીવસે તારા જેવા સંબંધીઓને તયાં, મેહમાન થઈ આવે નહી એ ઉગાડુંજ દીસે છે."

## નકલ.

એક શખસને લોક ખલીફા પાસે પકડી લાવયા અને કહેવ લાગા 'જે આ શખસ જાહેરમાં મુસલમાંન અને બાતીનમા કાફરછે' ખલીફાએ પેલા મરદને પાસે બોલાવીને કહયું જે મારા સાંભલવામાં આવયું છે જે તું "જદીક" ઇઆને કાફર છે. જવાબ દીધો જે "અસતગફેરુલ્લા હું કાફર નથી, ખરો મુસલમાંન છું, રોજો રાખું છું, રાતના બંદગી કરું છું, અને પરહેજેગાર છું." તેને ખલીફાએ કહયું કે "તુને ચાબુકનો માર મારવાનો હોકમ કરું તે-વારે તું કાફરીનો એકરાર કરશે?" જવાબ દીધો કે "આએ શું અચરત શરાખી વાત છે કે બેનમાઝીને ગરદન મારવાની ધમકી આપીને કરાર ઇકરાવતા અને તું જમાંનાનો ખલીફો થઈને મને ચાબકનો માર મરાવે છે કે કાફરીનો એકરાર કરું? ખલીફો હસી પડયો અને તેને મેલી દીધો.

## નકલ

એક શખસ બદશુરત બાયડી પરણી લાવયો. એક દાહાડે પેલી બાયડીએ તેહને કહયું કે 'તારા ભાઇઓ તથા સગાં વાહલાં ઘણાં છે વાસતે મને હોકમ કર કે હું માહરું મોહ કોણને દેખાડું અને કોણથી ઢાંકું.' ધણીએ જવાબ આપયો કે મારેથી ઢાંક અને ગમે તેહને દેખાડ.

દુહો.

સ્ત્રી જાતીના સનેહ સો, એક મન પેરવીખ ;
સો તજી દે એક ભજે, માગણ પ્રેમ ભીખ.

નકલ.

એક બદસુરત મરદની ખુબસુરત બાએડી હતી, તે બાએડી સદા તેનું મોહ જોઇ દલગીર રહેતી હતી, અને પેલો મરદ સદા તેનું મોહ જોયાથી મગ્ન રેહતો. એક દહાડે પેલા મરદે પોતાની બાએડીને પુછયું કે "આએ નાશવંત દુનીઆમાં તો જાગ્રીતી છે, પણ આખરતમાં આપણો શો હાલ થશે ?" બાએડીએ જવાબ દીધો કે "આપણે બંવે બેહશતમાં જઇશું." પેલો મરદ અચરત પાંમી પુછવા લાગો કે "તું એ વાત કેંઇ દલીલ ઊપરથી કહે છે ?" એ-રતે જવાબ દીધો કે "આપણાં પેગમબરનાં કોલ પરમાણે કે જયારે તું મારી શુરત ઊપર નજર કરેચ તયારે તું ખોદાતાલાનાં શુકરાંના બજા લાવે છે. અને જયારે હું તારૂં ભુડું મોહ જોઉંછું તયારે સબર કરૂં છું, વાસતે પેગમબરનાં કોલ પરમાણે સુકરનો કરનાર તથા સબુરી કરનાર બેઊ બહેશતી છે."

નકલ.

બુજર જમેહેર હકીમને લોકોએ પુછયું જે આદમીના હકમા કેંઇ ચીજ ભલી ? જવાબ દીધો કે "દોલતે માદરજાદ," ઇઆને જનમ લેતાંજ દોલત જેને મલે. લોકોએ પુછયું જે "અગર એમ નહી હોએ તો ?" જવાબ દીધો કે "શાંભલતો કાંન," પુછ-યું કે "અગર નહી હોય તો ?" જવાબ દીધો જે "જોઇતી આં-ખ." પુછયું "અગર તેબી નહી હોય તો ?" જવાબ આપયો કે મોત કે તેને જમીનનાં પરદા ઊપરથી ઊઠાવી લીએ.

બેત.

બતંગીથી બેહતર જાણ કાતેલ કજા,
બુલંદી વગર જીવતર છે મોહ સજા.

## નકલ

એક ખેડુત લાંબી દાહાડીવાલો મીરજાં બાબર પાશે પોતાને ગામમાંથી ફરીઆદ લઈ આવયો કે "તમારા કુલકરની લોકો મારી ઊપર જુલમ કરેચ, મારા ખેતરમાં દશ બહલુ અનાજ પાકો તેના એકશો બલા હીશાબ કરેછે." તયારે મીરજાં બોલયો કે "અરે મુરખ દશ મણુની દાડી દુર દેશથી ઊંચકી લાવયોચ અને વલી જુઠું બોલે છ?" કુનબીએ કહયું કે "એ મીરજાં જયારે તુ મારી દાડીનાં એક બલનો દશ માણુ હીશાબ કરે તયારે તારા કુલ-કરની દશ બલાનાં શો બહલા હીશાબ કરે તેમાં નવઈ શું?" મીરજાં હશી પડયો અને તેની ફરીયાદ સાંભલી દાદ આપી.

## નકલ.

એક બદવી આરબ કોઈ મસજીદમાં નીમાજ પડવા આવયો તે વેલા કાજી હાજર હતો. આરબ ઊતાવલે નીમા-જ પડી બાહેર નીકલયો તયારે કાજીએ તેને ખાશરૂ દેખા-ડીને હોકમ કરયો કે ફરી ધીરજથી નીમાંજ અદા કર. આરબ બીકનો મારયો ઊઠયો અને ધીરે ધીરે એક નીમાંજ પુરી કીધી. તયારે કાજી સાહેબ પુછયું કે "અરે આરબ આ નીમાજ શારી કે પેહલી જે તું પરથમ પડયો તે નીમાજ સારી?" જવાબ આપયો કે "ખોદાના કશમ લઈને કહું છું કે પેહલી નીમાજ, કાંજે તે ખોદાની બીકથી અદા કીધી અને આએ તમારા ખાશરાંની બીકથી."

## નકલ.

કહે છે કે લુકમાન હકીમ કોઈનો જર ખરીદ ગોલામ હતો. એક દહાડે તેના ખાવંદે હોકમ કીધો કે એક બકરૂં જબે કર અને તેનાં શાંધાનો શારામાં સારો ભાગ હોય તેહેનાં કબાબ કરી લાવ. લુકમાને એક બકરૂં કાપયું અને તેમાંથી તેનું દીલ તથા જબાન કાઢી તેનાં કબાબ કરી લાવયો. બીજે દહાડે હોકમ કરયો કે એક બકરૂં જબે કરી તેનાં બદનમાંનો નરશામાં નરશ ભાગ કાહાડી તેનાં કબાબ કરી લાવ. લુકમાન બીજીવાર પણ દીલ તથા જબાનનાં કબાબ

ફરી લાવ્યો ત્યારે તેના રૂ૩ પુછ્યું કે "શારૂં તથા માઠું એકજ વસતુ શી રીતે હોય ?" જવાબ દીધો કે કોઈ વસતુ દીલ તથા જબાન કરતાં બેહતર નથી. અગર પાક હોય અને કોઇ ચીજ દેલ તથા કરતાં બદ નથી અગર નાપાક હોય."

## નકલ.

એક મશખેરો એવી બેહુદા કદમની બઈરી પરણી લાવ્યો જેણે આગલ (૫) પાંચ માટીને ગોરમાં મોકલયા હતા. એકાએક પેલો મશખેરો આજારી પડયો અને મરવા જોગ થયો. તયારે પેલી બઈરી તેહનાં પલંગ આગલ બેશીને જાર જાર રડવા લાગી અને બોલી કે "અરે મારા ખસમ તું જાય છે અને મને કોણને શોંપી જાએ છે?" મશખરાએ જવાબ દીધો "છઠાને"

## નકલ.

કેટલાક લોક વરસાદની દોઆ માંગવા જતા હતા, અને નીશાલનાં છોકરાઓને સાથે લેઈ જતા હતા. એક મશખેરાએ પુછયું કે "આએ છોકરાઓને કાંહાં લઈ જાઓછો ?" જવાબ દીધો કે "દોઆ માંગવા સારૂં કાંજે એ લોક બે ગુનાહ છે, એઓ-ની દોઆ ખોદા કબુલ કરે છે." મશખેરો બોલયો કે અગર એઓની દોઆ કબુલ થાતી હોત તે એક (મુલાંએ મકતબ) ઈઆને મેહતાજી દુનીઆમા જીવતો ન રહયો હોત."

## નકલ.

બુજર જમહેર હકીમની કહેવત છે કે "અગર તું ચાહતો હોય કે અબદલા લોકોના દરજાને પોહોચે તો બચાંઓની ચલ ઊપર નજર કરજે. પુછયું કે તે શી રીતે ?" જવાબ દીધો કે "બચાંઓમાં (૫) ખશલત છે જો તે ઇનસાનમાં હોત તો ફરેશત-નાં મરતબાને પોંહચત. (૧) પેહેલી ખશલત એ જે રોજીનો ગમ ખાતા નથી. (૨) બીજી ખશલતે એ છે જે જયારે આજારી પડે છે તયારે ખોદાનો ગીલલો કરતા નથી. (૩) તરીજું એ જે જયા-

રૂ પોત પોતામાં વહડે છે તયારૂ મનમાં કીનો નથી રાખતા. (૪) ચોથું એ જે જયારે ખીહે છે તયારે આંખમાં પાણી લાવે છે. (૫) એ જે પુંજી જમાવ કરતા નથી.

નકલ.

હાત ૨ તાઈની નશીયત છે કે " તું તરણ વખત ઊપર તાર મનમાં વીચાર રાખતો રહેજે. જયારે તું કાંઈ કરતુક કરે તયારે જાણજે કે ખોદા જોએ છે, અને જયારે કાંઈ શખુન બોલે તયારે એમ જાણજે કે ખોદા સાંભલેચ, અને જયારે તું ચુપકીદો બેશે તયારે જાણજે કે ખોદા જાણે છે.

બેત.

બંદાને ગનીમત કરે ખુદાથી,
દાનશાનનો દરજજો શલુખ સદાથી.

નકલ.

અફલાતુન હકીમનો કોલ છે કે શગેથી મોટો જખમ એ છે કે કોઇ શખી આદમી બખીલ પાસે પોતાની હાજત માંગે અને તે નહી બર આવે ! અને મોટામાં મોટું અપમાન તે કે કોઇ બુજરગ માણસ કોઇ પાજીના દરવાજા પર જાય અને ખુશી થઇ પાછો નહી ફરે. વલી કહે છે જે આએ દુનીઆં છે તે એક મોટી આગની માશાલે છે જે એક મોટા મેદાનમાં સલગેલી હોય, જે કોઇ તે આતશમાંથી એટલો લેશે કે તેની રોશણીથી તેને મારગ દેખાય તો તે ધણી તેના નાશકારક ભભુખાથી બચી રહેશે, પણ જે કોઇ વધલો લેશે તે બલી મરશે. બીજું કેહ છે કે છે આજારી આદમીને ખાવાની એશાતહા હોય તે એક તનદુરશત જેહને ભુખ ન હોય તે કરતાં વધારે જીવવાની આશા રાખે. વલી એ હકીમ કેહ છે કે (૬) છ ચીજથી ફાયદો નહી મલે. ૧લું એ જે બોલવું પણ કરવું નહી ૨જું પરીક્ષા લીધા વીનાની દોસતી. ૩જું એલમ રાખે પણ પાકી શાખી નહી હોય. ૪થું માલ રાખે અને ખેર ખેરાત નહી રાખે. ૫મું. લગર તનદુરશતીની જીંદગી. વલી કહે છે (૩) ચીજની ...

જના જાણે. તનદરૂશતીની કદર આજારી જાણે. જવાનીની કદર બુઢાંઓ જાણે, અને પઈશાની કદર મોહતાજ, કંગાલ હોય તે જાણે. વલી કહે છે કે (૪) ચીજ માણસની પીઠ ભાંજે છે. (૧)ખુઘણા સતર. (૨)જુનું મોટું કરજ. (૩) જુ બચરવાલી. (૪) ખું જુઠું.

—:o:—

## નકલ.

"રાબા બસરી" એવે નામે એક પરહેજગાર ઓરત હતી તેને લોકોએ એક દહાડે પુછયું કે "તું સેતાનને ઓલખે છે?" જવાબ દીધો કે "નહી." લોકોએ પુછયું કે "શા સારૂં તું ઓલખતી નથી?" જવાબ આપયો કે "હું માહારા દોસતની ઇઆદમાં એવી મશગુલ છું કે મને દુશમનની કશી ખબર નથી." એક દહાડે એ પાક ઓરતને લોકોએ એક ગલીમાં ફરતી જોઈ. એક હાથમાં પાણી અને બીજા હાથમાં આતશ લેઇ દોડતી જતી હતી, તયારે હશન બશરી નામના એક મરદે કહયું "અરે બીબી કયાં જાએ છે? જવાબ આપયો કે "ચાહું છું કે પાણીને દોજખ ઉપરે નાખું અને આતશને બેહેસતમાં નાખું કે કોઈ બંદગી કરનાર દોજખના ડરથી અને બેહેશતની ઉમેદથી ખોદાની બંદગી નહી કરે.

—:o:—

## નકલ.

એક શખશ કોઇ બખીલને ઘેર મેહમાંન ગયો. જયારે સુફરા પર બેઠા અને લુકમો ઉઠાવી ચાહે છે કે મોહમાં નાખે તેટલામાં મેજબાન બોલયો કે તાહરા લુકમાંની અંદર એક બાલ છે તે નાખી દે પેલાં શખસે તરત લુકમો નાખી દેઇ ઉઠી ઉભો થયો અને બોલયો કે 'જે કોઇ પોતાના મેહમાંનનાં લુકમાં ઉપર ઈહાં સુધી નજર રાખે કે એક બાલ વટીક જોઈ શકે તેહનું ખાનું ખાવું હરામ છે,' એમ બોલીને તાંહાંથી જતો રહયો.

બખીલનું જોવું મોહ [illegible] ખાર,
બખીલના શોફરા [illegible] ગુજાર.

—:○:—

### નકલ.

એક છોકરાને પુછયું કે તું ચાહિછ કે તાહરો બાપ મરણ પામે અને તુંને તેહની મીરાશ મલે. જવાબ દીધો કે હું એમ નથી ચાહતો કે મારો બાપ પોતાને મોતે મરે. ચાહું છું કે કોઈ તેને મારી નાખે તો જેમ મીરાશ મલે તેમ (ખુન બાહા) ઈઆને ખુનનો બદલો પણ મલે.

ઇબલીસથી ખુંજસે કુસ, ખુંજસે પસરથી,
અગર હશે તે જાહેર જખુન સરથી.

———

### નકલ.

એક બલખીની પાસે એક સાણો ગોલામ હતો. એક દહાડે બખીલે તેને કહયું કે ખાણું લાવ અને દરવાજા બંધ કર. ગુલામે જવાબ દીધો કે અરે મારા સાહેબ તમે બોલતા ચુકા અને બે ફાએદે બાબ બોલયા એમ બોલવું ઘટતું હતું કે દરવાજા બંધ કર અને ખાણું લાવ, શબબ ખાણું લેવા જાઉં તેટલામાં દરવાજો ખુલો જોઈ કોઈ અંદર આવે તો તમને મોહટું નુકશાન પહોંચે.

—:○:—

### નકલ.

એક શખસે (ખલીફા) ની ખેદમતમાં આવી અરજ કીધી કે હું એક બાયડી પરણી લાવયો છું અને મારો છોકરો મારી સાસુ સાથે પરણયો છે, હમારી પાસે કાંઈ માલ નથી માટે અમને કાંઈ નાણું આપ. ખલીફાએ કહયું કે અગર તુંને આએ બાયડીથી ફરજંદ પેદા થાય અને તારા છોકરાને તારી સાસુથી ફરજંદ પેદા થાય તો એ બેઉ બચ્ચાં એક બીજાના શું સગાં થાય. પેલો મરદ બોલયો કે તમારો નાયબ જેહણે તમને મુલકનું સઘલું કામ સોંપયું છે તે અગર જવાબ આપે તો હું એ ખેહમતમાંથી છુટું. તયારે ખલીફાએ

નાયબને પુછયું પણ નાયબ જવાબ આપી શકયો નહી. એક પંડીત તાંહાં હાજર હતો તેણે કહયું કે બાપનો છોકરો છોકરાંના છોકરાનો કાકો થાય અને છોકરાનો છોકરો બાપનાં છોકરાનો મામો, ખલીફાએ તેને ઇનામ આપયું.

તરેહવાર ખયાલથી ભરપુર છે જેહાન,
ઇનશાનમાંથી હેવાન, હેવાનથી ઇનશાન.

—:o:—

નકલ.

એક ઇમામ જાલીનુસને સવાલ કરયો કે; માણસના હકમાં આ ફાની જીંદગીમાં બહેતર કેઈ ચીજ? હકીમ જાલીનુસે જવાબ દીધો. "જર" ઇમામે ફરી સવાલ કરયો "દીગર?" "જોરૂ" જાલીનુસે જવાબ આપયો. ફરી સુલતાને સવાલ કરયો "દીગર" હકીમે ઊતર વાલયો "જહનમ" ઇમામે ખુલાશો ચાહિઓ "એ કેમ?" હકીમે કહયું "જહનમનું જેહાન છું એ ઇનશાનનું ગુમાન તેને 'જહનમ' નો એતાબ આફ્રીનંદા કરી ચુકું છું;" એ ખુલાશો શાંભળી ઇમામ શરમીંદો થયો.

જનમ પામ્યો જે છે તે જાત ગુલામ,
જર, જોરૂં મલી બનયું છે જહનમ ધામ.

—:o:—

નકલ.

બે મુરખ રશતે ચાલી જતા પોત પોતામાં કહેવા લાગા કે આપણે એક એક વાત બોલીએ કે જેથી રશતો કપાએ. એકે કહીયું કે હું ખોદા પાશે માંગુછ કે મને એક હજાર ગોશપંદ આપે કે તેહને દુધ તથા ઊન તથા બચાંઓએ કરી મને મોહટો નફો મલે આ અદેખાઓની આંખમાં ધુલ પડે. તયારે બીજો બોલયો કે હુ ચાહુંછ કે ખોદાતાલા મને એક હજાર ફાંરી ખાનારાં વરૂ આપે અને તેઓને મારા હોકમમાં રાખે કે તારાં બકરાંનાં ટોલામાં મેહુ જે એક પણ જીવતું નહી રાખે અને બખીલોની આંખમાં ધુલ પડે. તયારે

બકરાવાલો બોલયો કે બોલતાંબાલી તું શરમાતો નથી કે આએ સઘળાં વરૂને મારાં બકરાના ટોળામાં મુકેછ અને મારો હલાલ માલ બીગાડેછ ? તયારે વરૂવાલો બોલયો કે તું બોલતાથી શરમાતો નથી કે આટલું બધું દુધ, દહી ખાય છે અને મારાં બચાંઓને ઈઆદ નહી કરતો ? બકરાવાલો બોલયો કે મને તારાં બચાંઓની ઓરી કરવી વાજેબ નથી. મારાં પોતાનાં બચાં કયાં તથા શગાં વાહલાં છે કે તારી રીયાઅત કરી સકતો નથી. વરૂનો ધણી બોલયો કે મને પણ વાજેબ નથી કે તારી મરૂવત રાખું. એમ કરતાં કરતાં મારામારી ઊપર આવયા અને એક બીજા સાથે વલગા વલગી કરી લોહી કાહાડયું, જારે થાકા તયારે રસતાના કીનારાપર બેઠા. અને જોએ કે એક પીર મરદ ચાલયો આવે છે અને મધની મશક ગધેડાં ઉપર લાદી શેહરમાં લઈ જાએ છે. તયારે પોત પોતામાં બોલવા લાગા કે આએ પીર મરદ જે કાંઈ આપણી બાબતમાં કેહ તે કબુલ રાખીએ જયારે પીર મરદ નજદીક આવયો તયારે ઉઠી ઊભા થય અને બોલયો કે જો તમો સુલેહ નહી કરો તો જે મીશાલે મધ વહે છે તે પરમાણે મારૂં ખુન વહેસે.

આલેમસે આલેમ મીલે વહાં શલામ ઔર શલામ,
જાહેલસે જાહેલ મીલે વહાં કલામ ઔર કલામ.

—:૦:—

## નકલ.

હેરાત શેહેરમાં એક શખસ હતો તેને લોક (બાબા ગાવ) કરી કહેતા હતા. એક દહાડે કેટલા એક મશખરા તેને જંગલમાં લેઈ જતા હતા તેવામાં એક ગાય પોકારી. દોશતદારોએ પુછયું કે ઓ (બાબા ગાવ) આએ ગાય શું બોલેછ ? જવાબ આપયો કે એ ગાય કહે છે કે તું મારો જાતભાઈ થઈને આ ગધેડાઓ સાથે શું ફરેછે

જાહેલના શો શકુન, આલેમની એક ઈશાર,
હીજરાના શો બસાડા, શુરાનો જોસ પલકાર.

નકલ.

મોલાના કુતબુદીન એક બુઝરગની બીમાર પુરશી કરવા ગયો અને પુછયું કે 'સાહેબ તમને શું બીમારીછે?' જવાબ દીધો કે 'તાવ આવેછ અને ગરદન દુખેછે, પણ તપતો તુટી ગરદન હજુ દુખાય કરે છે. મોલા બોલયો કે 'ફીકર નહી કાલે તે બી તુટશે'

ચશમો પેઠયો ચશમે તો દાંત પણ પડશે,
કમરે દીધો હાથ આજ કાલ પગ આડશે.

—:o:—

નકલ.

એક સોદાગરનો કોઈ બેહરો દોસત હતો. અતેફાકે એવો થયો કે જેલો સોદાગર બીમાર પડયો તયારે બેહરો તેની બીમારં પુરશી માટે ગયો. રસતે જતાં મનશુબો કીધો કે પરથમ સલામ કરીને પુછીશ કે (કહો દોસત તબીયત કેશી) તારે તે કહેશે કે (આછી તયારે હું કહીશ કે (આમીન) ફરી પુછીશ કે ગજા કીઆ ખાઈ હેઇ તે કહેશે દાલ ખુશકા. તયારે હું કહીશ (નોશેજાં) ફરી પુછીશ કે તમારો હકીમ કોણ છે? તે કહેશે કે મારજાં ફલાને બેગ. હું કહીશ ખોદા તેને હાથે તમને શુખાકારી આપે. એમ વીચાર કરી તાંહાંથી ચાલયો, જતાંને વાર પુછવા લાગો કે (કહો દોસત તબીયત કેશી શોદાગર બોલયો (કયા પુછતે હો મેં તો મારે તપકે મરતાં હુ) બેહરો બોલયો (આમીન) એ બોલ સાભલી શોદાગર એક તો તાપે બલતો હતો ને આ વાત તેને વધારે બાલયો. ફરી બેહેરો બોલયો (ગજા કીયા ખાતે હો) શોદાગર ગુસામાં બોલયો કે (ખાક) બેહરો બોલયો કે (નોશેજાં) થોડોવાર રહીને બહેરો પુછવા લાગો કે (આપકા હકીમ કોણ હે) સોદાગર ગુસાંમાં ભરેલો હતો તેથી બોલયો કે (મલેકુલ મોત બેહેરો બોલી ઊઠયો કે 'ખોદા તેને હાથે તમને આરામ આપે.'

ઠાઠા ઠુઠા સોહાઠ ફંદા, બોંતેર સંદા માજરા,
કાણા ખુનદા નવાનું ફંદા, બહેરા સબકા લાડકા.

## મકરબાજ માદર.

કોઈ ચંદર નગરમાં એક માનસીંગ કરી રાજા રહેતો હતો, જેણે બે રાણી સાથે શાદી કીધી હતી. વડી રાણીને પેટે પરવર દેગારની મેહેરથી એક નેક બેટો પેદા થયો હતો જેનું નામ "હરી ભગત" રાખ્યું હતું. જેવું તેનું નામ તેવાજ તેના આચરણ હતાં. ઇમાનદારી નીતી અને સાલેસાઇની સદ્દગુણથી તે બીરાજી નીકલયો હતો. સુરતે માહાતાબ જેવો અને ગબરૂ ઉમર વરશ વીશ નો થયો હતો. આખા દીવસમાં પોતાનો વખત હર ઇલમ હાંસીલ કરે વામાં ગુજારતો હતો. અને રાજના તમામ લોકો તેને પોતાના પેટના ફરજંદની મીશાલ ખરા પયારથી ચાહાતા હતા. પણ કમનસીબ બીચારા શાહાજાદાનું, જમાનામાં કોઈ ગીરદસીથી ખાલી નથી. તેની ઓરમાન યાને સોતનમાય જે એક માહાબુબ જેવી પરી હતી પણ અસલે તે પલીત જાત ઇશકબી ધુંનમાં પોતાની નામાંમ ખુબ સુરવીને ધુલ મેલવી હતી. એતેફાક એવો બનયો કે તે પરીજાદ પણ અસલને પલીત ઓરત પોતાની સોકનના બેટા ઉપર આશક પડી. અને જો કે તે બેટો તેના મેહેલમાં જતો ન હતો તો પણ તે નાજની એ પોતાના ફેલથી રાજાને ફુસંલાવયો કે આપણા નેક બેટા હરી ભગતને હું જીગરથી ચાહું છું તો મેહેરબાની કરી મારી બીમારીમાં મારી પાસે બેસી મને સુખી કરે માટે એ નામદાર તેને મારા મેહેલ માં મોકલ હું તેને મારા જાનથી વધારે ચાહું છું તો મને તેના દીદાર જોવાથી આરામ મલશે. બાદશાહ જાતે ભોલા હોય છે તેથી તેણે એ મકરબાજ ઓરતની અરજ ખરી માની અને પોતાની વડી રાણીના મેહેલમાં જઇ પોતાના બેટાને ફરમાશ કીધી કે તેણે પોતાની બીજી માયને ઘેર જવું. નેક બેટાએ અરજ કબુલ કીધી. પણ ઓરતના ફેલ ઓરત જાણે તેથી વડી રાણીએ પોતાના છોકરાને સમજાવયો કે બેટા એ બરી હરામજાદી અને મકરબાજ છે માટે તારે હેરાનગતમાં જાવું નહીં. પણ હરીભગતે કહયું કે માદર જેવી તું મારી માદર છે તેવીજ તે મારી માદર છે અને મારા નેક પીદરે જો તયાં જવા ફરમાવયું છે તો મારે જરૂર તેનો હુકમ બજાવવો જોઇ

એ. વડી રાણી પોતાના બેટાની દાનાઇથી કાએલ થઇ તયારે બેટ
સી શીખામણ દીધી કે ભલે શુખે જા અને તારા બાપનું ફરમાન
બજાવી લાવ. પણ તારી નવી માદર જો તુંને કાંઇ ખાવા આપે તો
હરગેજ ખાવું નહીં સબબ કાંઇ આફતમાં ગીરફતાર થવું પડશે.
નેક બેટા હરીભગતે તે વાત કબુલ કીધી અને તે પોતાની નવી
માદર પાસે ગયો. જેણી તેની મુલાકાતે એટલી તો ઇંતેજાર થઇ
હતી કે પોતાનો માદર નો તરીકે ભુલી જઇ એટલી જોશમાં આવી
કે વાત કરવા પણ ઓરતનો દરજો સમાલી શકી નહીં. બેટાના
કરતાં પણ વગર હદનો પયાર બતાવવા લાગી અને વાતચીતમાં તરત
તે નેક બેટો સમજી ગયો કે આ બેહયા ઓરત મને પોતાના ફેલમાં
ફસાવી અને આ દુનયામાં બદનામ કરવા અને મારા નેક અને
ભોલા પીદરનું નામ દુબાવા ચાહે છે. જોશ ભરી મોહોબતની
ઇનતેજારીથી તે આખર થાકી ગયો અને ખુલી રીતે પોતાની નવી
માદરની બેહયાઇ માટે ઠપકો આપી સાફ બોલયો કે માદર હું તારૂં
ફરજંદ છું માટે તારે આવી નીચ વાત મોઢામાંથી કાહાડવા જોઇતી
નથી અને તું સર પટકી મરસે તો પણ હું મારી ઇજત ધુલ મેલવી
ધુનાની ગારમાં પડનાર નથી. મકરબાજ નવી માદરે જાણયું કે
મારી આજેજીથી કાંઇ વલતું નથી અને ઓર હું ફજેત થાઉં છું
તો બેહેતર છે કે એ બેટાની બરબાદી થાય અને મને ફજેત કરી ન
શકે. માટે મકરબાજ ઓરતે ચીક મારી કે આ નીચ છોકરો
મારી પાક દામાન ઉપર હાથ નાખી મને ખરાબ કરવા ચાહે છે માટે
કોઇ બચાવ. નોકરો દોડી આવયા અને શાહ પણ હાજર થયો
અને તેણે ગુસાથી પોતાના બેટાને કેદ કીધો. બેટાની કાંઇ પણ
હકીકત શાંભલી નહીં. પેલી નીચ ઓરત બાદશાહને ખુશાલાવી
અને પોતાના બુરા હવશનો ઇનતેઝામ પુરો કરવા બંદીખાનામાં ચાલી
અને તયાં પણ તેને બેડીમાંથી મોકલી કરી ઘણો ફુસલાવયો પણ
નેક જાત હરીભગતે તેને ઓર ધીઠકાર કરવા માંડયો અને તયાં પણ
કાંઇ ન વલતા બેટાનો જાન લેવામાં આવે એ ઇરાદાથી પાછી ચીક
મારી, બાદશાહ હાજર થયો અને બીચારા ભલી ખસલતના બેટાને
બે જાન કરવાને ફરમાવે તે દરમયાન તેની ખરી માદરની મીનત વ

જારીને દરકાર ન કરતાં મુ... એકને સજમાંથી હાંકી કાહાડયા. બેટા દુનયાની જંજાલથી દુર થવા ફકીર થયો અને તેની ખરી માદર બેટા ના ગમમાં ફકીરણ બની તેને શોધવા ચાલી; સેવટ એતેફાક એવો બન યો કે બાદશાહ આંધલો થયો અને ગીરદશીનુ વાદલ ખુલી જવાથી તે નેક શાહાજાદો હરી ભગત કોઈ શાહાજાદીની મોહોબતમાં ફસયો પણ ગુરૂ ફકીરે તેને દુનયાદારીની બલાથી ચેતાવતાં પાછો તેમની સાથે ચાલયો પણ શાહાજાદી પોતાના પયારના ગમથી ફકીરી લેબાસમાં તેને શોધવા ચાલી જયાં હરીભગતની માદર સાથે મુલાકાત થઈ. સેવટ માદર બેટા આખુરશ પોતાનો આંધલો પીતા પણ મલયો અને ખરી હકીકત ખુલી થતાં તે ભોલા રાજાએ પોતાના બેવકુફી માટે પસતાવો કરી મકરબાજ રાણીનુ નાક અને ચોટી કાપી કઅવા કરી હાંકી મુકી. મતલબ ઓરતોનો મકર જેથી ભલા ભલા ગોતા ખાય છે તો હર કાંઇ કામે ઓરતોની મકરબાજીમાં ભોલવાઈ ઉતા વલથી નહીં કરતાં શાણા માણસે તેની સારી જુસતેજો કરવી જોઇએ.

—:૦:—

## ગરૂરીના ઘર ખાલી.

કોઈ એક શહેરમાં મલીકા નામે પરી ચેહેર પોતાનો સીંગાર કરતી બેઠી હતી અને દાસીએ તેની તારીફના બાંકા ફુંકી રહીયા હતા તેમ તે નાજની પણ પોતાની સુંદર સીકલ જોઈ ગરૂરથી આસમાન પર ચડી ગયલી તે જોઈ દરબારી હીજડા યાને ખાજાસરાનું પાકી આવયું અને જે દાસીઓ ખુશામતથી મલીકાને સાતમે આસ માન ચડાવી હુરનો એલકાબ આપતી હતી અને મલીકા પણ મનમાં મગન થતી હતી તેવો વખતે જોઈ ખાજા સરાએ તાનો મારયો કે તમારી મલીકા તો હુરોની પેજાર યાને જુતીને પણ લાયક નથી. આ તાણાથી મલીકાનો ચેહેરા ઉતરી ગયો અને ગુસાથી લાલ સુર ખ બની જઈ ખાજાસરાને એ વાત સાબીત કરવાની બેહોસ કીધી અમે દમ આપયો કે જો તું મારાં કરતાં વધારે ખુબ સુરત ઓરત ની સાબેતી નહી આપશે તો હું તારો જાન લઇશ અગર મારો જાન

આપી તુને બાદશાહ પાશે મોતની સજા કરાવીશ એટલે ખાજાસરા જરા વીચારમાં ઉભો એટલામાં મલીકા ઘણીજ ગરમ થઈ ગઈ અને પગમાંથી સપાટ કાહાડી ખાજાસરા (ખોજા) ઊપર જુતીનો મારો ચલાવયો. તે બીચારાએ મદદ માટે પુકાર કીધો એટલામાં શાહ આવી લાગો અને આ જુલમનું કારણ પુછતાં મલેકાએ ઓરતોના તમામ નખરાથી બાદશાહને એવો તો મોમ સરખો બનાવી દીધો કે પોતાની ઓરત યાને મલેકાની હીમાયત લઇ તે પણ ગુસે થઇ ગયો, અને પોતાના હીજડા યાને ખાજાસરાને ફરમાવયું કે હમણા ને હમણા તુ સાબીત કરી આપ કે મારી પરી ચેહર મલેકા કરતાં બી કોઈ ઓરત જમાનામાં ખુબ સુરત છે. એટલે ખાજાસરાએ તેનો કાંઈ પણ જવાબ નહી દેતા પોતા પાસેની એક તસવીર બાદશાહના હાથમાં આપી મુકતા તે જોવાથી બાદશાહ મલેકા અને તમામ દાસીઓ વટીક બેભાન થઇ ગયાં. બાદશાહાને તે ખુબસુરત ઓરતની લેહે લાગી અને જેમ સાંપ પોતાની કાચલી ઉતારી નાખે તેમ મલેકા ઊપરનો તમામ પયાર ઉતારી નાખી પેલી ખુબસુરત નાજનીની ઉપર દીવાનો થઇ પોતાનું રાજ પાટ છોડી ફકીરી લેબાસે તે નાજનીની શોધ કરવા અને તેનો દસત મેલવવા નીકલી પડયો.

દુઃખી થવાથી મલેકા પોતાના ખાવીંદ શાહની પુઠે આવી અને ઘણીજ કાકલુદી કીધી પણ ફોકટ ગઈ અને તેનો તીરસકાર કરી ચાલી ગયો. મલેકા પોતાના પીતાને પોતાનું દુઃખ જણાવી ફકીરી લેબાસે પોતાના શાહ પુઠે ભટકવા નીકલી પડી. પણ કમનસીબે દરબારનો એક અમલદાર તેની પુઠે લાગો અને ભારે સતાવી મલેકાનો દસત મેલવવાની કોસેશ કીધી. પણ નેક મલેકાએ તેનો ફીટકાર કરી એક થાપ મારી ચાલવી પકડી. પેલા ચંડાલે તેણીની પુઠ પકડી અને તેની પર જબરી કરવામાં ઢીલ રહી ન હોતી એટલામાં તે જગાએ તેણીનો ખાજાસરા આવી લાગો જેણે બદીનો બદલો નેકીથી વાલી આપયો. મલેકાએ તો તેનાપર પેજારનો વરસાદ વરસાવયો હતો પણ ખાજાસરાએ આ વખતે મલેકાને આફતમાંથી બચાવી અને તેણીની સાથેજ મુશાફરી જારી રાખી.

બાદશાહ એક જાદુગરની બેટીને હાથ ફસવાનો હતો પણ બચયો અને તેણીને ફસાવી જાદુની લાકડી લઇ લીધી. આગલ ચાલતા એક બીજી બાદશાહજાદીને ફકીરી લેબાશમાં મલતાં તેણી તેના ઉપર આશક થઈ જેને વચન આપયું કે હું નાજનીની શોધ માટે નીકલેલો છું તેણીને મેલવયા પછી તારો દસ્ત પકડીશ. અને તયાંથી ચાલતો થયો. નસીબ જોગે જે નાજનીની શોધમાં નીકલયો હતો તે એક જાદુગરના સુપરદામાં સપડાઇ હતી જયાંથી તેને જાદુની લાકડીના જોરે છોડવી અને તેના રાજમાં જઇ તેની સાથે સાદી કીધી. પોતાની એવી માશુકને લઇ આવતાં રસતામાં જે ઓરત યાને શાહાજાદીને વચન આપયું હતું તેનો મેલાપ કીધો, તરણે જણ સાથે મુસાફરી કરે છે એટલામાં શાહાને ઊંઘ આયલો મુકી પેલી ખુબસુરત નાજનીને પેલો જાદુગર ઉચકી ચાલયો અને માહા મુસીબતે આખરે તેણીને તે પાછી મેલવી શકયો. પેલી મલેકાની પાછલ લાગેલા કારભારીએ [illegible]રસતીન કરવામાં કાંઇ બકાત રાખેલી નહી પણ આખર તે [illegible] બાદશાહ પોતાની બે નવી બેગમો સાથ નેકા કીધા તેમાં પેલી ગઇ મલેકાનો મેલાપ થયો જેણીએ પોતાની મગરૂરી માટે બાદશાહ પાસે માફી માંગી. બાદશાહે માફી બક્ષી બગલમાં લીધી અને આખરે ફરમાનનો આંકો આવયો આ કીસા પરથી સાફ જણાય છે કે ગરૂરીનું ઘર ખાલી છે એકના ઉપર બીજી સરસ નરસ દુનયામાં છે માટે ગરૂરી કરવી તદન નકામી છે. ॥

તકબ્બર અજાજીલરા ખાર કરદ.
બઝીંદાને લાનત ગીરફતાર કરદ,

